# સુમનમાળા.



ગુજરાતી 'પેની સીરીઝ.'

દ્વિતિય ... સુમન

કિંમત ૧ આનો.

# ઓટો-દીલબહાર.

( રજીસ્ટર્ડ. )

દીલને આનંદ આપનારૂ, મનને પ્રફુલ્લીત કરનારૂ, અસંખ્ય ફુલના




અર્કની સુગંધીઓથી ભરેલું સર્વોત્તમ સેંટ છે **ઓટો-દીલબહાર** સ્પીરીટ વગરનુ હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે ફક્ત ચાર પાંચ ટીપા રૂમાલ અથવા કપડા ઉપર છાંટવાથી એકદમ ખુશબો પસરવા માંડે છે અને વાપરનારને તેમજ તેની આસપાસનાઓને મીઠી દીલખુશ સુગંધીમા મુકી દે છે બીજુ કોઇપણ સેંટ અથવા અત્તર ખરીદતા પહેલા **ઓટો-દીલબહાર** ખરીદો અને તેની અપૂર્વ સુગંધીનો એ ઘડી વિચાર કરો

---

**તા. ક.** ખરીદતી વખતે કોઇપણ વેપારી બીજુ ભળતા નામનુ ઓટો-સેંટ લેવાને કહે તો લેતા નહી પણ **ઓટો-દીલબહાર** આ નામ બરાબર વાંચીને સીલબંધ બાટલી ખરીદજો

**કીંમત નાની બાટલીના રૂ ૦—૮—૦**
**કીંમત વચલી " " રૂ. ૦—૧૨—૦**
**કીંમત ગોળ ૦ાા ઔંસની રૂ. ૨—૦—૦**

વી પી ખર્ચ ચાર આના

સુગંધી કાર્ડનો એક આનો અરજ કર્યે મફત મોકલી આપવામા આવશે

સોલ એજન્ટ,

**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.**

જુમામસીદ **મુંબઈ.**

...લો માલ મંગાવતી વખતે '**સુમનમાળા**'ના [illegible] કરશો

# સવડભરી યોજના.



"સુમનમાળા"ના ગ્રાહકો તરફથી અમોને વારવાર જણાવવામાં આવ્યુ છે કે કાયમના ગ્રાહકો માટે કંઇક નવી સગવડ ભરી યોજના કરવી જોઇએ, કારણ દર વેળા યાદ રાખી નમુનો મગાવો લેવો, તથા વહેલુ મોડુ થતા એકાદ અંકથી વિમુખ રહેવુ તે દીલને નાખુશ કરવા જેવુ છે મુબાઇના ગ્રાહકોમાથી ઘણાઓએ પોષ્ટ દ્વારા તેમને દરેક અંક મળે તથા વર્ષના બધાજ અંકનુ લવાજમ પહેલેથી ભરી દેવાય તેવી યોજના ગોઠવવા વારવાર સુચવ્યુ છે આ ઉપરથી અમોએ નિચેની સવડભરી યોજના તેમને માટે ઉપજાવી કાઢી છે

## કાયમના ગ્રાહકોએ

વર્ષ અગાઉજ રૂ ૧ એક રુપીઓ ઓફીસના શીરોનામે મોકલાવી આપવો આ રૂ ૧ ડીપાઝીટ રહેશે આખુ વર્ષ પુરૂ થયે, તે વર્ષના મોકલેલા બધા અંક તથા પોષ્ટેજની રકમ અમે ડીપોઝીટમાથી વસુલ કરીશુ

## —સૂચના—

'સુમનમાળા" પાશ્ચાત્ય સુધરેલા દેશોની 'પેનીસીરીઝ' માફક "આનામાળા" હોવાથી ગ્રાહકોએ કોઇ પણ જગાએ એક આનાથી વધુ રકમ આપવી નહિ આ સુચના કરવાનુ કારણ એ છે કે મુબાઇમા કેટલાક 'હાકર્સ' ત પાચ અને છ પૈસામા વેચી છે, એમ અમારા જાણવામા આવ્યુ છે બહાર ગામવાળાઓએ અથવા મુબા-ઈમા પોષ્ટથી મગાવનારેજ માત્ર દોઢ આનો મોકલવાનો છે.

## 'સુમનમાળા'નો પ્રથમ અંક મળેલા

ઘણા સજ્જનો તરફથી હજી, તેઓ ગ્રાહક રહેવા ખુશી છે કે નહિ, તેનો જવાબ અમોને મળ્યો નથી "Silence is Consent" એ ન્યાયે અમોએ બીજો અંક તેમના તરફ રવાના કર્યો છે. તે મળ્યાપછી જો જવાબ નહિ મળે તો ઉપરોક્ત કહેવતને અનુસરી ત્રીજો અંક તેમના તરફ રુ ૧ ના વી. પી થી રવાના કરવામા આવશે અને અમો આશા રાખીએ છીએ કે તેઓ તે વી પી સ્વીકારશેજ

## સાક્ષરોને !

અમોએ ઘણી ઘણી ગુજરાતી ભાષા સંબંધી સભાઓમાં સાંભળ્યુ છે કે 'ગુર્જરી વાઙ્ગમયીની ઉન્નતી તથા અભિવૃધ્ધિ બરાબર થતી નથી,'જન-સમાજની તે પ્રતિ અભિરુચી થતી નથી' વિગેરે. આશ્ચર્ય તો એજ છે કે અમારા કબુલ કરાયલા સાક્ષરો, ઉપરના વચનો બોલે છે, પણ તેનો ઉપાય હાથ ધરતા નથી. અમોને તો બીલકુલ માન્ય નથી કે ઉપરોક્ત ઉદ્દગાર સાક્ષરો સ્વમહત્વ વધારવા બોલતા હોય ! છતાં એટલુ તો સાચુજ છે કે સાક્ષરો બીજાઓ તરફ તદ્દન દુર્લક્ષ્ય રાખે છે; રાખવા પ્રયત્ન કરે છે નવા ઉત્સાહી સાહિત્ય-સેવકોને યોગ્ય સલાહ આપવાનુ તેમનુ કર્તવ્ય નેવે મુકે છે

**દાખલો:**—અમોએ ગુજરાતના અગ્રગણ્ય ઘણા ખરા સાક્ષરોને "**સુમનમાળા**" નો પ્રથમ અંક સમાલોચના તથા સ્વાભિપ્રાયાર્થે મોકલ્યો હતો ઘણાખરા સદ્દગૃહસ્થે તેમાની ભૂલો સુધારવા અથવા યોગ્ય સ્થાને ઉત્તેજન આપવા તસ્દી લીધીજ નથી અરે, કેટલાક ગૃહસ્થોએ તો અંક મળ્યાની પહોંચ પણ પાઠવવાનો વિવેક દર્શાવ્યો નથી

ગુજરાતી સાહિત્ય પ્રતિ જનસમાજની અભિરુચી આવાજ કારણથી ન થતી હોય તો દોષપાત્ર કોને ગણવા? જેઓને માઠુ લાગે, તેઓની ક્ષમા મળશે એવી આશા છે

**વ્યવસ્થાપક—**




માળા ૧ શ્રાવણ ૧૯૭૦ સુમન ૨

## વનમાળીનો રાસ-

( એક સાજને સમે-રાહ )

વનમાળી મધુરાં 'સુમન' લેઈ, પધારે.
કમનીય કાલિંદી તણા કીનારે,
પમરાવે પછી પરાગ આસપાસે,
ખેંચવાને ગોપીકાઓ તે સુવાસે.
વનમાળી.-

પમરાટે તે સૌ ખેંચાય, અનુમાને યમુનાતટ જાય
'સુમનમાળ' પ્રભુ કંઠે લસે, તે જોઈ ગોપીકા હસે.
મંદ મંદ વાયુ ત્યાં સર્યા, પુષ્પદળે સુર મધુરા સ્ફુર્યા.
તે સાથે બંસી વહી શ્યામ, કરી 'હું' વ્હોણીગોપી તમામ.

રાસ અનુપમ ગોઠવ્યો, વનમાળી થઈ અનેક,
પુષ્પ પમરતાં પોરવ્યો, કૃષ્ણે કંઠ હરેક.
મીઠા તેહ સુવાસથી, યમુના થઈ ગઈ સ્થીર,
જળચર, ભૂચર સ્થિર થયાં, સ્તંભી ગયો સમીર.-

પશુ પક્ષી શું પહાણુજ થયાં! મુનિદિક્ષા વૃક્ષો લેઈ રહ્યાં
સૌ ભુલ્યાં નિજ કર્મજ્ઞાન, પમરાટે ડૂલ્યું સૌ ભાના!.

આનંદે ડુબી ગયાં, ઉડી ગયું અભિમાન;
'સુમન', 'સુમન', ને 'સુમન'માં લાગ્યુ સૌનું તાન.
સ્થાનાંતરમાં પ્રસરીયો, જ્યાં જ્યાં તેહ પરાગ,
સૌગન્ધે શીતળ થઈ, બુઝી ત્રિવિધ આગ.–વન૦

પરાગથી ગોપી સમુદાય, રસશૃંગારે ભીંજ્યાં ત્યાંય,
જ્ઞાનીને સૌ જ્ઞાનજ થયું, પમરાટે દુઃખ દૂરજ થયુ'.

અજબ કૃતિ કરે કૃષ્ણજી, થઈ વનમાળી સ્વરૂપ,
તેહ કૃપાભાજન ગ્રહે, તેનો મર્મ અનુપ.
ગોપી સમ રસરાસમાં, જો મન રમવા થાય,
પધારીને 'સુમન' લઈ, અનુભવ ગ્રહો સદાય.

—સુમનસ્



“સૌન્દર્યો વેડરી દેતા, ના, ના, સુન્દરતા મળે;
સૌન્દર્યો પામતા પે'લા, સૌન્દર્ય બનવુ પડે
સૌન્દર્યે ખેલવુ એતો, પ્રભુનો ઉપયોગ છે,
પોષવુ પુજવુ એને, એ એનો ઉપભોગ છે ”

કલાપી

# બળિદાન.

——:o·——

## લે.—વ્રજવિહારી.

Heaven from all creatures hides the book of fate
All but the page prescribed, their present state!

* * * *

One blindness to feature kindly given,
That each may till the circle marked by heaven

અહા કેવુ અપ્રતિમ સ્વરૂપ છે, કે બાર વર્ષનો એક બાલક આઠ વર્ષની એક સુકુમાર બાળાના સુદર મુખ પ્રતિ નિર્નિમેષ નયનોએ જોતો જોતો મનમા ને મનમાં વિચારી રહ્યો છે કે:— “અહા કેવુ સુદર રૂપ છે? કેટલુ બધુ લાવણ્ય છે?”

બાલિકાનુ નામ ચમેલી છે ચમેલી રામપ્રસાદના લાડ, સ્નેહ તથા પ્રેમની અધિકારિણી એકની એક કન્યા છે રામપ્રસાદને તેના શિવાય બીજુ એક પણ સતાન નથી તેઓ પ્રતાપનગરના જમીનદાર છે તેમની વાર્ષિક આવક ૧૬—૧૭ હજાર રૂપિઆથી ઓછી નથી પોતાની જમીનદારીમા તેમની કીર્તિ તથા દાબ અપાર છે આ ઉપરાંત તેમનું વર્તન એવુ છે કે તેઓ સર્વ જનોને પોતાના સ્નેહી સમાન સ્હમજે છે તેમણે પોતાના ગામમાં એક કન્યાપાઠશાળા, એક દવાખાનુ તથા એક પ્રાર્થનાસમાજ સ્થાપન કરેલાં છે

---

બાલકનું નામ લલિતમોહન છે. તે મનોરથલાલનો એકનો એક પુત્ર છે. મનોરથલાલ રામપ્રસાદે સ્થાપન કરેલા સ્થાનીય પ્રાર્થના સમાજમાં આચાર્યપદ પર અધિષ્ઠિત થયેલા છે પૂર્વે તેઓ ઉપદેશનુ કામ કરતા હતા, પરતુ રામપ્રસાદના આગ્રહથી આજકાલ કરતાં છ વર્ષથી તે પ્રતાપપુરમાં આવી પ્રાર્થના સમાજના આચાર્યનુ કામ કરે છે પૂર્વે તેમની દરિદ્રતાની સીમા નહોતી, પરંતુ હમણાં તો રામપ્રસાદના અનુગ્રહથી તેમનું તથા તેમના કુટુબનુ પ્રતિપાલન સારી રીતે થાય છે.

જે સમયે લલિતમોહન ચમેલીના સુદર મુખનુ દર્શન કરી રહ્યો હતો તે સમયે પ્રાત કાળનો શીતળ પવન ચમેલીના કેશકલાપ સાથે ક્રિડા કરી રહ્યો હતો તેનુ ચદ્રવદન તેના કેશકલાપની લટો નીચે વારવાર છુપાઈ જતુ હતુ તો પુન પુર્ણેન્દુ સમાન પ્રકાશી નીકળતું હતુ લલિતમોહન નિર્નિમેષ નયનોએ તેને જોઈ રહ્યો હતો તથા મનમાં ને મનમાં વિચારી રહ્યો હતો કે “ અહા ! કેવુ સુદર રૂપ છે? ચમેલી કેટલી બધી સુદર છે ? ”

આ સમયે ચમેલી પોતાની રેશમી ઓઢણીમાં છુપાવેલા એક આમ્રફળને બહાર કાઢી તે લલિતમોહન તરફ ધરીને બોલી, “ લલિત! આ કેરી તમે આરોગો ! ”

આશ્ચર્ય પામી લલિતે પ્રશ્ન કર્યો “ તુ આજે કેરી કયાંથી લાવી ? ”

ચમેલીએ ઉત્તર આપ્યો “ કાલે રાત્રે પિતાશ્રી મુંબઈથી લેતા આવ્યા હતા! તેમણે આ કેરી મ્હને ખાવાને આપ્યુ હતું, પરતુ હુ એ તમને ખવડાવવાને ઇચ્છુ છુ ! લ્યો ખાઓ ! ”

લલિત "ના, હુ આ કેરી નહિ ખાઉ; તુંજ ખા. જ્યારે ત્હારી માતાના જાણવામાં આ વાત આવશે ત્યારે તેઓ ત્હારા ઉપર ઘણાં ગુસ્સે ભરાશે!"

ચમેલી બોલી "માતાજી ગુસ્સે ભરાશે તો ભરાવા દ્યો મ્હને તે સંબધી બિલકુલ ફિકર નથી! લ્યો તમેજં ખાઓ!"

લલિતે કહ્યુ "ચમેલી! તુ વિનાકારણ આગ્રહ કરે છે. હું કદાપિ આ ફળ ખાનાર નથી તું પોતેજ ખાઇશ તો મ્હને વિશેષ આનદ થશે તુ મ્હારી નજર આગળજ એને ખા"

ચમેલીનાં નેત્રદ્વયમાં અશ્રુજળ ભરાઈ આવ્યુ તેનું ઉન્નત મુખ ધીમે ધીમે અવનત થઇ ગયુ તેના મુખ ઉપરનો આનદ ઉડી ગયો તથા તેને સ્થળે વિષાદ ગાંભીર્યે સ્થાન લીધું ચમેલીની આવી દશા જોઈ લલિતમોહને કહ્યુ "ચમેલી! આમ ઉદાશ શા માટે થાય છે? હુ ત્હારૂ ચિતાતુર મુખ જોઈ શકતો નથી લે ચાલ, ત્હારી એવીજ ઇચ્છા હોય તો આ કેરી આપણે બન્ને આરોગીએ!"

લલિતમોહનની વાત સાભળી ચમેલીનુ મુખકમળ પુન પ્રફુલ્લ બની ગયુ. હસતાં હસતા ચમેલીએ એ અમૃતમય આમ્રફળનો અડધો ભાગ લલિતમોહનને ખવડાવ્યો લલિતમોહનને આમ્રફળ ખવડાવતાં ખવડાવતાં ચમેલીએ જે પવિત્ર આનદ અનુભવ્યો તેનુ વર્ણન કરવા આ ક્ષુદ્ર લેખિની સમર્થ નથી

* * ૨ * *

ઉપરનો બનાવં બન્યાને કાળચક્રની ગતિ અનુસાર આજે છ વર્ષ વીતી ગયાં છે. આ સમય દરમ્યાન દરિદ્રના પુત્ર લલિતમોહન અને ધનાઢ્યની કન્યા ચમેલી વચ્ચે ગાઢો સ્નેહ સધાઈ ગયો છે.

એવામાં એકાએક લલિતમોહને એવુ સાંભળ્યુ કે "રાયપુરના જમીનદાર પ્રતાપચદ્રની સાથે ચમેલીનો વિવાહ થવાની વાત ચાલી રહી છે એજ પ્રતાપચદ્ર આજે ચમેલીના દર્શન કરવાને માટે આવવાનો છે"

અકસ્માત્ લલિતમોહનના મસ્તિક ઉપર વજ્રાઘાત થયા જેવુ બન્યુ ! લલિતમોહન ત્વરિત ગતિથી રામપ્રસાદને ત્યાં ગયો. ત્યાં જતાંની સાથેજ જોયુ કે તેની જીવનમોહિની પ્રાણાધાર ચમેલી પ્રતાપની પાસે બેસીને વાર્તાલાપ કરી રહી છે ! આ દેખાવનુ દર્શન થતાંજ તેના હૃદયમાં ઇર્ષ્યાનો અગ્નિ સળગી ઉઠયો ચમેલીએ અનેક પ્રકારના મિષ્ટ વચનોથી લલિતમોહનનો હૃદયાગ્નિ શાત કરવાનો યત્ન કર્યો પરતુ ઉલટુ એ મિષ્ટ વચનોએ તો અગ્નિમા ઘીની આહુતિ કરી. ઇર્ષ્યાનો અગ્નિ શાત થવાને બદલે વિશેષ પ્રચડ સ્વરૂપમા સળગી ઉઠયો લલિતમોહન નિરાશાની દારૂણ વેદનાને હૃદયમા છુપાવી ધીમે ધીમે ત્યા આગળજ બેસી ગયો પ્રતાપ દાર્જીલિગ જઇને ચમેલીને ત્યા આવ્યો હતો તેથી દાર્જીલિગના પ્રાકૃત સૌદર્યનુ વર્ણન તે સમયે થતુ હતુ ચમેલી ઘણા પ્રેમપૂર્વક ઉત્કઠાસૂચક મુદ્રાએ એ વર્ણન શ્રવણ કરી રહી હતી. શ્રવણ કરતાં કરતા તે બોલી "પ્રતાપચદ્ર ! તમે દાર્જીલિગથી મ્હારે માટે શુ લાવ્યા છો ?"

પ્રતાપચદ્રે સ્મિત કરી કહ્યુ "તને ઉપહારમાં આપવા જેવી એક પણ વસ્તુ હુ લાવ્યો નથી માત્ર એક સુદર કટારી મ્હારા જોવામાં ત્યા આવી હતી તે હુ લાવ્યો છુ."

ચમેલીએ પ્રશ્ન કર્યો "ક્યા છે લાવો જોઉ ?"

---

તરતજ પ્રતાપચદ્રે પોતાની બૅગ ઉઘાડી તેમાંથી એક સુંદર ચમકતી કટાર બહાર કાઢી ચમેલીના હાથમા મૂકી, તથા કહ્યું "ચમેલી ! આ કટારી ત્હારે જોઇતી હોય તો ખુશીથી તુ તેને ત્હારી, પાસેજ રાખ"

ચમેલીએ કટારી પોતાની પાસે રાખવાની ઇચ્છા પ્રકટ કરી, પરતુ તેમ કરતા એ સ્હમજી શકી નહિ કે એ તીક્ષ્ણ કટારી બિચારા લલિતમોહનના હૃદયને વીધી રહી છે

લલિતમોહનના પ્રાણની જ્વાળા ધીમે ધીમે ઘણીજ અસહ્ય બની ગઈ ! આ સમયે પ્રતાપચદ્ર અન્ય કોઈ કાર્યાર્થે ત્યાંથી ચાલ્યો ગયો એટલે પછીથી ચમેલીની દૃષ્ટિ લલિતમોહન ઉપર પડી ચમેલી તેનુ મુખ અતિ ઉદાસ જોઈ ગભરાઈ જઇને બોલી "લલિતમોહન ! તમારૂ મુખ આજે આટલુ બધુ ઉદાસ કેમ જણાય છે ?"

લલિતે એક દીર્ઘ શ્વાસનો ત્યાગ કરી કહ્યુ "હવે ત્હારે એવો પ્રશ્ન કરવાની શી જરૂર છે ચમેલી ?"

આ શુ ? શુ ચમેલી સ્વપ્નતો નથી જોઇ રહીને ! ચમેલીએ કપિત હૃદયે શુષ્ક કઠે કહ્યુ "કેમ લલિત ! તમે આજે મ્હારી સાથે આમ કેમ બોલો છો ?"

લલિતે ગદ્ગદ્ કઠે ઉત્તર આપ્યો "આજે મ્હારૂ સુખસ્વપ્ન ઉડી ગયુ છે હુ મ્હારા હૃદયની જ્વાળાને અનેક યત્ન કર્યાં છતા શાંત કરી શકતો નથી તેથીજ આ પ્રમાણે બોલુ છુ, પરતુ ચમેલી ! મ્હને સ્વપ્નમાં પણ એવો વિચાર નહોતો આવ્યો કે તુ બીજાની થઇશ ! હુ એમજ ધારતો હતો કે તુ સદા સર્વદા મ્હારી છે અને મ્હારીજ રહીશ"

---

આશ્ચર્યથી સ્ફુરી રહેતાં નેત્રો તરફ દષ્ટિ કરી, વ્યથિત હૃદયે ચમેલીએ કહ્યું " લલિત! તમે આ શું કહો છો? શુ હું બીજાની થઇશ? તમારો અપૂર્વ પ્રેમ ભૂલી જઇશ? નહિ, નહિ. તમે કદાપિ તમારા મનમાં આવો વિચાર લાવશો નહિ! હુ વિશ્વાસઘાતક નથી. સ્હમજ્યા?"

લલિતે જણાવ્યુ " ચમેલી! જો તુ વિશ્વાસઘાતક ના હોય તો મ્હારી એક વાત સાંભળ, અને તેના ઉપર બરાબર લક્ષ્ય આપ. મ્હેં મ્હારા પિતાના મુખેથી સાંભળ્યું છે કે 'પ્રતાપની સાથે ત્હારો વિવાહ નક્કી થઇ ગયો છે!' આથી કરીનેજ પ્રતાપ આજે ત્હારૂં દર્શન કરવા આવ્યો હતો તેનુ અત્રે આગમન થયુ છે એનુ અન્ય એક પણ કારણ નથી! પ્રતાપ શ્રીમત છે, હું દરિદ્રી છુ! તેથીજ ત્હેં મ્હારી આગળ તેના પ્રણયોપહારનો સ્વીકાર કર્યો છે"

લલિતમોહનના ઉપરનાં વચનોથી ચમેલી આશ્ચર્યસાગરના ઉંડા જળમાં ડૂબી ગઈ તેણે કહ્યુ "આ શુ? હુ તો એ સબધી કાંઇ પણ જાણતી નથી"

ત્યાર પછી પ્રતાપચદ્રે આપેલા ઉપહારને લલિતમોહનના હાથમાં મૂકી ચમેલીએ કહ્યું "પરમાત્મા સાક્ષી છે કે હુ વિશ્વાસઘાતક નથી. જો હુ કોઇપણ દિવસે તમને વિશ્વાસઘાતક થઇ પડુ, તો તમે આ અસ્ત્રને મ્હારા હૃદયમાં ખોસી દઇ, મ્હારા પાપની યોગ્ય શિક્ષા કરજો. પ્રેમમયી પ્રમદાઓના પતિ એકજ હોય છે અને તેઓ એકજ પતિને સાક્ષાત્ ઇશ્વર સ્વરૂપે પૂજે છે પ્રભુ! હુ નિરપરાધિની છુ."

---



" શુ આપ આવો વિચાર આપની પુત્રીના " પૃષ્ટ ૯.

લલિતમોહન કંપી ઉઠયો. એવામાં બહારથી કાંઈ અવાજ થયો. લલિતમોહન ત્વરાથી ઉઠીને બહાર ગયો તો તેણે રામપ્રસાદને અસત ક્રોધાવસ્થામાં દ્વારની પાસેજ ઉભેલા જોયા! અરેરે! આંમના સર્વસ્વનો નાશ થયો, કેમકે રામપ્રસાદે તેમની બન્નેની વાતચીત સાંભળી લીધી હતી. ભયથી તથા શરમથી ધ્રૂજતો ધ્રૂજતો લલિતમોહન જેમ બને તેમ જલદીથી ત્યાંથી ચાલ્યો ગયો.

* * ૩ * * *

એક વિરામાસન ઉપર રામપ્રસાદની ગંભીર મૂર્ત્તિ પાસે મનોરથલાલ બેઠા છે. બન્ને શાંત છે. થોડા સમય પછીથી રામપ્રસાદે કહ્યું "તદન અસંભવ છે. તમારા પુત્રની સાથે મ્હારી પુત્રીનો વિવાહ થવો સર્વથા અસંભવ છે. આટલા દિવસ સૂધી જે સાપને મ્હેં દૂધ પાઇને ઉછેર્યો હતો તેજ સાપ આજે મ્હને કરડવાની ઇચ્છા રાખે છે. આ કેવી અસહ્ય વાત કહેવાય!"

મનોરથલાલના હરનિશ આનંદમાં રહેતા હૃદયની અંદર નિરાનંદનો ભયંકર વંટોળીઓ વાતો હતો. તેમણે એક દીર્ઘ શ્વાસનો પરિત્યાગ કરી કહ્યું: "વિવાહ કરવો કે નહિ એ વાત આપની ઇચ્છાને આધીન છે, પરંતુ હું આપને નમ્ર ભાવે એક પ્રશ્ન કરૂં છું કે શું આપ આવો ઉત્તર આપની પુત્રીના મંગળ અમંગળનો વિચાર કરીને આપો છો?"

રામપ્રસાદે ઉત્તર આપ્યો "હા. મ્હારી પુત્રીના ભાવિ અમંગળની આશંકાથી મ્હારૂં હૃદય ઘણું વ્યથિત થાય છે, તેથી કરીનેજ હું તમારા પુત્ર સાથે મ્હારી પુત્રીનો વિવાહ કરી શકતો નથી."

મનોરથલાલે પુન: પ્રશ્ન કર્યો "મ્હારા પુત્ર સાથે ચમેલીનો વિવાહ થાય તો તેમાં ચમેલીનુ ભવિષ્ય કેવા પ્રકારે બગડે તેમ છે એ કૃપાભાવે જણાવશો?"

રામપ્રસાદ – "તમારો પુત્ર મ્હારી કન્યાને માટે ઉપયુક્ત પાત્ર નથી એવા અયોગ્ય પાત્રને કન્યા અર્પણ કરવી એજ પ્રથમ તો અમગળ સૂચક છે"

મનોરથલાલ – "હવે આ સબધી મ્હારે કાંઇ કહેવુ એ સઘળુ વ્યર્થ છે જેવી જગદીશની ઇચ્છા હવે મ્હને શી આજ્ઞા છે?"

રામપ્રસાદ – "તમારો પુત્ર ક્યા છે?"

મનોરથલાલ – "આપે તેને અત્રેથી અન્ય કાંઈ સ્થળે મોકલી દેવાની આજ્ઞા કરી હતી, તેથી મ્હે તેને મુંબાઈ મોકલ્યો છે તે મુબાઈ ધન ઉપાર્જન કરવા ગયો છે. શુ એ ધનવાન થાય ત્યા સુધી આપ આપની પુત્રીનો વિવાહ બધ રાખી શકશો?"

વાદળાંઓથી ઢકાયલા આકાશમા જેમ એકાએક વિજળીનો ચમકારો થાય તેમ રામપ્રસાદના ગભીર મુખ ઉપર એકાએક સ્મિત પ્રકાશી નીકળ્યુ તેમણે હસીને કહ્યુ - "માત્ર એક બે હજાર રૂપિયા પેદા કરવાથી કાંઈ મ્હારી પુત્રી સાથે વિવાહ થઈ શકે તેમ નથી. તેની સાથે વિવાહ કરવાને માટે જેટલી આર્થિક યોગ્યતાની આવશ્યકતા છે તેટલી રકમ તમે સાત જન્મમાં પણ પેદા કરી શકો તેમ નથી હુ કયાં સુધી તેનો વિવાહ બધ રાખી શકુ?"

---

**મનોરથલાલે** **રામપ્રસાદ**નાં ઉપરનાં વચનોનો કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ તેઓ ચિંતાતુર ચિત્તે ત્યાંથી ચાલી નીકળ્યા તેમના ગયાને થોડોજ સમય થયો હશે એવામાં પોષ્ટમેને આવી **રામપ્રસાદ**ના હાથમાં કેટલાક પત્રો મૂકયા જે પૈકી એક પત્રના શિરનામા પર લખ્યુ હતુ કેઃ

**"શ્રીમતી ચમેલીદેવી."**

C/o Jamindar, Pratapnagar.

શિરનામાના અક્ષર કોના લખેલા છે એ તપાસવાને માટે **રામપ્રસાદ** ઘણા સમય સુધી પત્રને આમ તેમ ઉંધો ચતો કરી જોવા લાગ્યા! 'કદાચિત **મું**બાઈની પોષ્ટ ઑફિસથી તો આ પત્ર નહિ આવ્યો હોય!' એવી તેમને આશંકા થઈ, તેથી તેમણે કર્કશ સ્વરે બૂમ મારી "**ચમેલી**!"

તરતજ **ચમેલી** પોતાના ક્રોધે ભરાયલા પિતાની પાસે આવી પહોચી, તથા શુષ્ક કંઠે બોલી 'શી આજ્ઞા છે પિતાજી?"

ક્રોધથી **રામપ્રસાદ**નુ સમગ્ર શરીર કંપી ઉઠયુ હતુ! તેથી કન્યાના વિષણ્ણ વદન તરફ તથા ક્ષીણ કંઠ તરફ તેમનુ બિલકુલ ધ્યાન નહોતુ ક્રોધાવેશમા **રામપ્રસાદે** કહ્યુ "મ્હારી આગળ આ પત્ર ખોલીને વાચી બતાવ"

ક્રોધપૂર્ણ પિતાની આજ્ઞા સાંભળતાંજ **ચમેલી**નો જીવ ઉડી ગયો. પિતાની આજ્ઞાનુ પાલન કરવાને માટે કંપિત હસ્તે તેણે એ પત્રને ખોલ્યો પરંતુ તેને તે વાચી શકી નહિ **ચમેલી**ને ચિંતાતુર મુખે શાંત ઉભેલી જોઈ **રામપ્રસાદે** એ પત્ર પોતાના હાથમા લઇને જોયો તો

પત્રની નીચે લખેલુ હતુ કે "ત્હારો હતભાગ્ય **લલિત**" પત્રની શરૂઆત 'પ્રિયતમે ! ત્હારો કૃપાપત્ર પ્રાપ્ત થયો' એ વાકયથી થઇ હતી. **રામપ્રસાદ**ના ક્રોધની આગ વિશેષ સળગી ઉઠી. ક્રોધાવેશમાજ **રામપ્રસાદે** તે પત્રને ફાડી નાખી તેના હજારો કડકા કરી નાખી ફેંકી દીધા. પરતુ આમ કરવા છતા પણ તેનો ક્રોધાગ્નિ શાંત થયો નહિ અગ્નિ સળગાવીને તેણે પત્રના સઘળા કડકા તેમાં નાખી બાળી દીધા ! એ કડકાઓને બાળીને અગ્નિ પણ બળી ગયો ! પરતુ **રામપ્રસાદ**નો ક્રોધાગ્નિ બુઝાયો નહિ તેણે પોતાની પુત્રીને અનેક કઠોર શબ્દો સભળાવ્યા ! એ દિવસથી ગુપ્ત રીતે પત્ર લખવાનુ પણ બધ થયું. પિતા પાસેથી ક્ષુદ્ર ભગ્ન હૃદય લઇને **ચમેલી** પોતાની માતાને શરણે ગઇ તથા માતાના ખોળામા પોતાનુ માથુ મૂકી તેણે ઘણા સમય સુધી રૂદન કર્યા કર્યું ! રૂદન કરતાં કરતા તેણે પોતાના હૃદયની સઘળી હકીકત વિસ્તારથી માતાને કહી સભળાવી ! **ચમેલી**ની માતાનુ નામ **મ**નોરમા છે **મ**નોરમા પુત્રીના દુખે દુખી થઇ પ્રેમપૂર્વક તેણે પુત્રીના મ્લાન મુખપર ચુબન કરી કહ્યુ "બ્હેન ! બાલ્યાવસ્થામા આવા પ્રકારનોજ પ્રેમ ઉત્પન્ન થાય છે તે વાસ્તવિક રીતે સાચો અને ચિરાયુ પ્રેમ હોતો નથી અમારાથી જ્યા સુધી બની શકશે ત્યા સુધી અમે ત્હારૂ ભલુજ કરીશુ ! તને રાજ્યરાણી બનાવવાનો યત્ન કરીશુ ! જો કે આ સમયે તને થોડુ ઘણુ કષ્ટ તો થશે પરતુ, પુત્રી ! પછીથી આજન્મપર્યત સુખ ભોગવીશ ! એ સમયે તુ આ ત્હારા ક્ષણભગુર સ્નેહને ભૂલી જઈશ !"

**ચ**મેલીની છેવટની આશા પણ નિરાશાના સ્વરૂપમા પરિવર્તન પામી ! અરેરે ! આ ભાગ્યની કેવી દશા ! !

---

* * ૪ * *

**ચ**મેલીની આશા ઉપર પાણી ફરી વળ્યુ ! હવે તેના જીવનની **આ**શા રહી નથી આજકાલ કરતા આઠ દિવસથી તેને સખ્ત તાવ આવે છે ! તે તાવના જોરથી બેભાન અવસ્થામા પડી પડી રાત્રિ-દિવસ જે મનમા આવે તે બકયા કરે છે આમ છતાં તેના બકવાટમાં મુખ્ય વાત **લ**લિતમોહનનીજ હોય છે આ સમયે અમને સ્વ૦ **કલાપી**ની બે લીટીઓ અત્રે ટાકવી ઉચિત લાગે છે કે.—

" કિતાબો ઇશ્કની ખોલી, ઉથામ્યા પ્રેમનાં પોથા,
વિષમ છે ડખ પ્રીતિના, વિકટ છે સ્નેહ રસ્તા ત્યા !"

**રામપ્રસાદે ચ**મેલીની દવા કરાવવાને માટે **મુંબાઇ**થી મ્હોટા મ્હોટા ડૉકટરને બોલાવ્યા પરતુ કોઇએ પણ **ચ**મેલી જીવશે એવી આશા આપી નહિ ! આ દશામાં **રામપ્રસાદ** તથા **મ**નોરમાનુ હૃદય કેટલુ બધુ વ્યથિત થયુ હશે તેનો ખ્યાલ સુજ્ઞ પાઠકોએજ કરી લેવો

આજે દ્વિ પ્રહર પછી **ચ**મેલીનો તાવ ઓછો થતો જાય છે શરીરમાથી પરસેવાના બિદુઓ બહાર આવે છે. પાસે બેસીનેજ **મ**નોરમા તેના શરીરપરનો પરસેવો રૂમાલથી સાફ કરે છે પુન ડૉકટરને બોલાવવામા આવ્યો તેણે વિશેષ પરસેવો થાય એવો ઉપાય કર્યો, પરતુ અનેક ઉપાયો કરવા છતા તેમ થયું નહિ **ચ**મેલીનુ સર્વાગ ધીમે ધીમે શીતળ થવા લાગ્યુ આજે આઠ દિવસ પછી **ચ**મેલીએ પોતાની આખ ઉઘાડી. હમેશ કરતા આજે તેનામાં કાંઇ વિશેષ ચેતન આવ્યુ હોય એમ જણાયુ પરતુ શુ આ મૃત્યુ-

---

સમયનુ માધુર્ય તો નહિ હોય ? ! દીપક નિર્વાણ થતા પૂર્વે તે વિશેષ પ્રજ્વલિત થઈ તરત નિર્વાણ પામે છે તે પ્રમાણે શુ આ અંતિમ મૃત્યુ-માધુર્ય તો નહિ હોય ? ! એક ઉર્દુ કવિએ જણાવ્યુ છે કે

"જઈફીમે જવાનીમેં જ્યાદા જોશ આતા હય,
ધડકના હય ચિરાગે સુબ્હ જબ ખામોશ હોતા હય"

ત્યારે શુ ? ચમેલી નહિ બચે ! नजाने जानकीनाथ प्रात काले किं भविष्यति । ચમેલી એકાએક ક્ષીણ કંઠે અશ્રુ પૂર્ણ નયનોએ પોતાની પ્રેમમયી માતાના પ્રતિ દૃષ્ટિ કરી બોલી –"માતા ! હુ જાઉ છુ !"

બાષ્પગદગદ કંઠે મનોરમાએ કહ્યુ "બેટા ! ક્યા જાય છે ?"

ચમેલીએ પુન અધિક ક્ષીણ સ્વરે કહ્યુ "માતા ! હુ રાજા રાણી થવાને માટે જાઉ છુ ! પરતુ માતા શુ મૃત્યુ પૂર્વે તમે મ્હારી એક પ્રાર્થનાનો સ્વીકાર કરશો ! મ્હારી પ્રાર્થનાને ધ્યાન ધરશો ?"

મનોરમાએ પહેરેલા વસ્ત્રના પાલવથી પોતાનુ અશ્રુજળ સાફ કરી કહ્યુ – "બેટા ! કહે કહે, ત્હારી શું ઇચ્છા છે ? હુ ત્હારી પ્રાર્થના અવશ્ય સ્વીકારીશ, ત્હારી વાત ધ્યાને ધરીશ"

ચમેલી ત્રોટક શબ્દો બોલી કે —'લ-લિ-ત-મો–" વાક્ય પૂર્ણ થયુ નહોતુ ત્યા તો તરતજ તેનો જીવનદીપ સદાને માટે હોલવાઈ ગયો. તેની આશા ફીટી ગઈ તેના જીવનની સઘળી લીલા સમાપ્ત થઈ

યથા સમયે આ કમનશિબ બનાવની હકીકત લલિતમોહનના જાણવામા આવી આ આકસ્મિક વિપદના વર્તમાનથી લલિતમોહનની મૂર્તિ સ્થિર, ધીર અને ગભીર બની ગઈ એ વખતે લલિતના

---

મનમાં કોઈ ભયંકર વંટોળિઓ ઉડી રહ્યો હતો કે નહિ તે અમે જણાવી શકતા નથી. કેટલાક સમય સુધી તે વિચારસાગરમાં ઝોકાં ખાવા લાગ્યો, ત્યાર પછી તરતજ કોણ જાણે શાથી **લલિતમોહને** એકાએક **ચમેલીએ** તેને આપેલી કટાર બહાર કાઢી

આ શું ! **લલિતમોહન** ! આ શું કરે છે? એક ક્ષણ પણ વ્યર્થ નહિ ગુમાવતાં **લલિતમોહને** એ કટારને પોતાના વક્ષસ્થળમાં ખોસી દીધી જોતજોતામાં તેનો દેહ રક્તથી ભીંજાઈ જઈ ધરણી પર ઢળી પડ્યો એ દિવસે રવિવાર હતો—એ રજાને દિવસે **લલિતમોહનના** દુઃખપૂર્ણ જીવને હમેશને માટે વિશ્રામસ્થાન પ્રાપ્ત કર્યું

* ૫ *

તાર દ્વારા તેજ દિવસે પુત્રના આત્મઘાતના વર્તમાન **મનોરથ-લાલને** પહોંચ્યા જેના જેના જાણવામાં આ વર્તમાન આવ્યા તે સર્વે શોકાતુર બની ગયા

સંધ્યાસમયને હવે વિશેષ વિલંબ નથી પ્રાર્થના સમાજીસ્ટો એક પછી એક મંદિરમાં—પ્રાર્થનામંદિરમાં એકત્ર થવા લાગ્યા સર્વે જનોના ચિત્ત ચિંતાતુર અને નેત્રો અશ્રુજળથી પરિપૂર્ણ હતા આ લોકોમાં પુત્રી વિયોગથી ઉન્મત્ત બનેલા **રામપ્રસાદ** તથા તેમની પત્ની પણ હતા પુત્રશોકથી શોકાતુર બનેલા પિતા **મનોરથલાલ** વેદીન-ઉપર બેઠા છે આજે **મનોરથલાલની** વકતૃતાનો વિષય છે **"પ્રેમનો જય"** એ શોકાવહ ઘટનાનો ઉલ્લેખ કરીને એકત્ર થયેલા સ્ત્રી પુરૂષોને તેમણે પ્રેમના જયની વાત સવિસ્તર સમજાવી વ્યાખ્યાનની અંતે તેમણે કહ્યું કે —

---

"કોઈ પર્વતના ઉંચા શિખર ઉપર એક ધારા ઉતરીને નીચેના શિખરની એક ધારા સાથે એકત્ર થઇ ગઈ એ ઉભય ધારાઓના મિલનથી એક આનંદની સરિતા વહેવા લાગી એ સરિતા આનંદથી વહેતી વહેતી છેવટે આનંદ સમુદ્રમાં મળી ગઈ નદીનો કિનારો આનંદ-કાનન છે ફળ અને પુષ્પોથી શોભી રહેલા વૃક્ષોથી સરિતાનો કિનારો અત્યંત રમણિય થઈ રહ્યો છે. પરંતુ એ બન્ને ધારાઓનું મિલન એક મનુષ્યથી જોઈ શકાયું નહિ તેણે બન્ને ધારાઓના મુખને રોકી રાખ્યું. આનંદની સરિતા સુકાઈ ગઈ, પરંતુ શ્રીનારાયણની કૃપાથી એ બન્ને ધારાઓનું મુખ રોકાઈ રહ્યું નહિ પ્રબળ ગતિથી એ બન્ને ધારાઓએ પોતાને માટે એક નવીન માર્ગ શોધી કહ્યો પુન ઉભયનું પ્રેમમિલન થયું પુનઃ આનંદની સરિતા વહેવા લાગી અને ઉભય એક બીજાજ માર્ગથી આનંદ સાગરમાં જઈ, મળી ગયા '**બળિદાન**' સાથે '**આત્મભોગ**' અને તેની સાથેજ '**પ્રેમનો જય**' થઈ ગયો

**મ**નોરથલાલનું વ્યાખ્યાન સાભળીને એકત્ર થયેલાં સઘળા માણસો શોકાતુર બની ગયા ચક્ષુજળને સાફ કરતા કરતા સર્વ પોત પોતાના ગૃહ પ્રતિ વિદાય થઈ ગયા. આ સર્વેમા **રામપ્રસાદ** અને **મ**નોરમાના શોકનું વર્ણન કરવા અમે સમર્થ નથી જોત જોતામા કાળચક્રના નિયમાનુસાર તેમણે પણ પોતાના સુખથી, સંપદથી તથા ધનૈશ્વર્યથી હમેશ માટે વિદાય લીધી

સર્વે ચાલ્યા ગયા પરંતુ આજે પણ **પ્ર**તાપપુરમાનું **રામ**-પ્રસાદનું ભવ્યમકાન ખંડેરના રૂપમાં વિદ્યમાન છે તથા એ ભગ્ન મકાનપર એક પત્થરના ટુકડા ઉપર આજે પણ સોનેરી અક્ષરો ચમકતા જણાય છે કે "**બળિદાન** યાને **પ્રેમનો વિજય**"

---

# "સ્નેહનું સામ્રાજ્ય"

(બેન્ડ વગડાવવુ બધ રાખ્યુ)

લે—ઉધ્ધવજી તુળસીદાસ.

'કાબુલી ! બાપુ, કાબુલી !' આમ એક ચીચાઆરી પાડી મારી ન્હાની ગગા મારી પાસે દોડી આવી હુ મ્હારા અભ્યાસના ઓરડમા બેઠો હતો બારીમાથી દૃષ્ટિ કરતા થોડેક દૂર સુકો મેવો વેચનાર એક પઠાણ ઉભો જણાયો તેનો ચ્હેરો ગોરો અને પાણીદાર, આંખો લાલ અને બાધો મજબૂત હતો આપણા લોકો તેમા પણ બૈરા કે નાનાં બાળકો કાબુલીને જોઈ ભય પામે છે તેવીજ રીતે ગંગા પણ ભય પામી હશે એમ મે માની લીધુ મારો નજર તે તરફ જતાં તે ચાલ્યો ગયો એકાદ માસ પછી એજ વખતે તે કાબુલી ફરી એક વાર અમારા ઘર પાસે આવ્યો "કુછ સુખા મેવા ચાહીયે ?" તેણે પુછ્યુ મે તેને ઘરના દરવાજા પાસે બોલાવ્યો તેણે મેવો બતાવ્યો મે થોડાક દ્રાક્ષ, બદામ, અખરોટ વિગેરે લીધા ગગા ઉપરની બારીમા ઉભી હતી, તે અપરિચીત ભય કર માણસને જોઇ, તે મને કઇ ન કરે એવી ફીકરમા પડી, દાદર ઉપર અમારી નજર ન જાય ત્યા ઉભી રહી જોવા લાગી અચીન્ત્યોજ મને ગગાનો વિચાર આવ્યો કૌતૂકને ખાતર મે તેને બોલાવી પ્રથમ તો તે આવતી નહોતી પણ નોકર જ્યારે આગ્રહ પૂર્વક તેડી લાવ્યો, અને કાબુલી તથા હુ શાન્તિથી વાત કરતા હતા તે જોઈ તેને વિશ્વાસ આવ્યો, ત્યારે તે

---

મારી પાસે આવી કાબુલીની તિક્ષ્ણ નજર ગગા તરફ ખેચાઇ તેણે જોયુ અને ગગા તરતજ રડી પડી મે તેને ધીરજ આપી ભય-મુક્ત કરી કાબુલીએ તેને પોતાના મોટા હાથની એક મુઠ્ઠી ભરી બદામ આપવા હાથ લબાવ્યો મે ના કહી પણ તેણે આગ્રહથી તે ગગાના હાથમા આપી હવે ગગાને પણ વિશ્વાસ આવ્યો તે શાન્તિ રાખી ઉભી રહી મે બદામના પૈસા આપવાને કહ્યુ પણ કાબુલીએ ન લીધા ત્રણ દિવસ પછી તે કાબુલી અમારા ઘરની સામે ઉભો રહી કઇક જોતો જણાયો ગગા તેને જોતાજ 'કાબુલી' કાબુલી' ” કહી નીચે ઉતરી આવી, પઠાણ પાસે આવ્યો, અને હસી પડ્યો “ક્યા ચાહિયે મીસરી કે બદામ ’ ગગા કઇ બોલી નહિ તેટલામા તો તેણે બદામ અને સાકરનુ એક સુદર પડીકુ તેના હાથમા મુક્યુ અને હસીને ચાલ્યો ગયો આ વાત ઘરના સ્ત્રી વર્ગને જણાતા તેઓ ગભરાઇ ગયા તેમા પણ મારી વૃદ્ધ માતાના ગભરાટનો તો પાર ન રહ્યો. હવે કોઇવાર પણ કાબુલી પાસે નહિ જવાની સખત ભલામણ ગગાને કરવામા આવી

બીજે દિવસે પણ કાબુલી આવ્યો દરવાજા પાસે ઉભો રહ્યો મારી માતા દર્શન કરવા ગયા હતા ગગા ઉપરની બારીમા ઉભી હતી પઠાણને જોતા તેના મુખપર હાસ્યની છટા ઝળકી રહી તે તરત નીચે આવી આજે કાબુલી તેના માટે કઇ લાવ્યો ન હતો પણ કેટલીક વાતો કરી ગગાને તેનુ નામ પુછ્યુ તથા કેટલા વરસની ઉમર છે તે પણ પુછ્યુ ગગાએ તેને બરોબર જવાબ આપ્યા ને તે ચાલ્યો ગયો

આ પ્રમાણે પરિચય વધવા લાગ્યો કાબુલી કોઇવાર દરરોજ પણ આવવા લાગ્યો ગગા તેનાથી જરા પણ ભય પામતી નહિ તે તેની પાસે જતી, તેની સાથે વાત કરતી, તેની સાથે હસતી.

---

**ઓટોદિલબહાર** સેટના રાજા છે

મારી માતાનો સશય સર્વથા ટળ્યો ન હતો તેમજ આ પરિચયને ઘરના સ્ત્રી વર્ગે પસદ કર્યો ન હતો ઘણીવાર મને પણ આશ્ચર્ય જેવુ લાગતુ, છતાં ગગાના મનનુ વલણુ એમજ હતુ તે કાબુલીથી જરાપણ ભય પામતી નહિ જાણે કઇ જુના વખતનો સબધ હોય તેમ તેને ગગા પુછતી "ઓ કાબુલી! તુ કાલે કેમ આવ્યો ન હોતો? પઠાણુ પણ તેને, સામે હસી કહેતો "ગગા! હુ સાસરે ગયો હતો તુ સાસરે જવાની છે?" "હા પણ, કાબુલી? તારા સસરાનુ ઘર કયા છે?" વિગેરે વાતો તેઓ ઘણીવાર હસી હસી કરતાં. તેઓ મળતા—હસતાં—બેસતા હતા પઠાણુ અમારા ઘરમા લજ્જા કે ભય પામતો ન હતો પહેલા તે સવારમા આવતો હવે તો તે ગમે ત્યારે આવતો માત્ર ગગાને માટે પુછતો તેને મળતો ઘણીવાર તેને આવાને કઇક ચીજ લાવતો આમ કેટલોક વખત વીતી ગયો

* ૨ *

એક સવારનો વખત હતો ગગા દરવાજા પાસે ઉભી હતી એકદમ તે દોડતી મારી પાસે આવી "બાપુ! કાબુલી જુઓ! કાબુલીને સાસરે લઇ જાય છે." એમ કહી તેણે સામુ જોયુ તે પઠાણને પોલીસના સિપાઇઓ મુસ્કેટાટ બાધી લેઇ જતા હતા

હાથ અને પગ બેડીઓથી જકડી લેવામા આવ્યા હતા આસ-પાસ કાળા પોષાકવાળા ચાર સીપાઇઓ, અને કેટલાક લોકો તમાશો જોવાને માટે સાથે ચાલતા હતા તેનો ચ્હેરો આજે વિકાળ અને ભયકર લાગતો હતો લાબા જામા ઉપર કયાક લોહીના છાટા પણ જણાતા હતા અમારા ઘર પાસે આવતાં તેણે નજર ઉચી કરી તેજ વખતે ગગાના મુખમાંથી "કાબુલી" એવા શબ્દો નીકળ્યા તેણે જોયુ

---

વેપારી જેને સારુ સસ્તુ તેલ કહી આપે છે તેમા તેઓને **કામીચીઆ** કરતા વધુ નફો મલે છે—તે ખરી રીતે જોતા હલકુ તેલ હોય છે

એક ક્ષણ જોયુ અને બીજી ક્ષણે મુખ ફેરવી લીધુ ગગાને પણ આ દેખાવ જોઈ દયા આવી હોય એમ જણાયુ "બાપુ, કાબુલીને સાસરે લઇ જાય છે. તેને શા માટે બાંધ્યો છે?" એવા સવાલો પોતાના કાલા ઘેલા શબ્દોમા તેણે મને પૂછ્યા તેણે કાંઇક ખુન કર્યું હશે કે મારા મારી કરી હશે એમ મે અનુમાન કર્યુ પણ ગગાને તેથી સમાધાન થાય એમ ન હોવાથી મે તેના મનનુ સમાધાન બીજી રીતેજ કર્યું. ગગા એ ત્રણ દિવસ સુધી તો વારવાર મને પુછતી હતી. "શ્વશૂરને ઘેર જાય તેવાર વાર નહિ આવેસ્તો" મે ગગાને સમજાવી.

( ૩ )

આજે ગગાના શુભ લગ્નનો દિવસ છે લાબા સાત વર્ષ વીતી ગયા છે ગગા હવે તેર વર્ષની થઈ છે તેના બાળપણની બાળચેષ્ટાઓ મટી જઈ હવે નિર્દોષ યુવાનીની ચેષ્ટાઓ તેના મુખપર જણાવા લાગી છે હિદુ કાયદા પ્રમાણે તેર વર્ષની કન્યાનુ લગ્ન થવુ જ જોઇએ તેનુ સગપણ એક વરસથી થઈ ગયુ હોવાથી આજે તેનુ લગ્નમુહૂર્ત નક્કી થયુ હતુ ઘરમા નાતની અને પરિચીત સબધીઓની સ્ત્રીઓ આવ જા કરી રહી હતી. વરને લગ્નમડપમા આવવાને થોડાજ વિલમ્બ હોવાથી સ્ત્રીમડળી ગંગાને વસ્ત્રા આભુષણો વિગેરે સજાવવાની તૈયારી કરતી હતી મારી માતા પૌત્રિનુ મધુર મુખ જોઈ અત્યત આનદ પામતી હતી ગગાની સખીઓ વિવિધ ચેષ્ટાઓ કરી ખુશી માનતી હતી લગ્ન પ્રસગ કોને આનદનો ન હોય? તેમા પણ સ્ત્રીવર્ગને તો તે બહુજ આનદ આપે એ સ્વાભાવિક છે. આજે અમારા ઘરમા પણ લગ્નનો આનદ ઉત્સવ થઈ રહ્યો હતો

રાત્રિના સાત વાગ્યાનો સમય હતો માર્ગશીર્ષ માસ અને રાત્રી અધારી હતી મ્યુનિસિપાલિટીના દિવા તો બળતા હતા તથા અધકા

રના સામ્રાજ્યપર તે થોડોજ વિજય મેળવી શકતા હોવાથી બહુજ ઝાંખા દેખાતા હતા. અમારા ઘર પાસે કીટસન લાઈટના દિવા સ્ત ભપર ટાગેલા હોવાથી સારો પ્રકાશ પડતો હતો કોઈક અજાણ્યો માણસ અમારા દરવાજા પાસે આવ્યો તે ઉતાવળો આવ્યો હતો દરવાજા પાસે લોકો તેને અ દર આવવા દેતા નહોતા તેજ કાબુલી ! હુ નીચે ગયો અને ગ ગાના લગ્નને શુભ દિવસે આ કાબુલીને જોઈ બહુજ આશ્ચર્ય પામ્યો તેના વાળ વધી ગયા હતા ચહેરામા પણ ઘણો ફેરફાર થઈ ગયો હતો. સાત વર્ષના દુ:ખની નિશાની તેના ચહેરા પર પ્રત્યક્ષ જણાતી હતી તેને મે સભ્યતાથી પછ્યુ. " તમે કેમ આવ્યા છો ?" "ગ ગા" તેણે સવાલ કર્યો " હા ગ ગા છે, પણ આજે તે સાસરે જાય છે " " મારે તેને મળવુ છે. તેને જોવી છે આજે સાસરે જાય છે ? હુ તેને જોઈશ " અસ્પષ્ટ ઉર્દુ-હિન્દી ભાષામા ઉપર પ્રમાણે તેણે પોતાનો ભાવ વ્યક્ત કર્યો અમે આ પ્રમાણે વાત કરતા હતા તેટલામા તો સ્ત્રી વર્ગમા કાબુલીની વાત ફેલાઈ ગઈ તેઓને આશ્ચર્ય અને ગભરાટ ઉત્પન્ન થયો તેમાં પણ કાબુલી ગ ગાને જોવા માગે છે એ જાણતા તો તેઓ વધારે ગભરાઈ લગ્ન પ્રસ ગે એક મુસલમીન આવી કન્યાને જુએ એ નાતમા ચર્ચાનો વિષય થઈ પડે એવો મારી માતાનો અભિપ્રાય હતો મે તે કાબુલીને જણાવ્યુ કે " આજે અમારા જ્ઞાતિ નિયમ પ્રમાણ ગ ગાને તમે મળી શકશો નહિ " મારો અભિપ્રાય જાણતાજ તેનાથી એક ઉડો નિશ્વાસ નખાઈ ગયો "શુ હવે કોઈ વાર પણ હુ તેને નહિ જોઉ ! હુ એકવાર તેને જોઈ લઉ તેમા શુ ખોટુ છે ?" આ વાક્યો તેણે એવા સ્વરથી ઉચ્ચાર્યા કે મારા અ ત કરણમા એક પ્રકારનો વિલક્ષણ ભાવ ઉત્પન્ન થયો તેના હાથમા ક ઈ શસ્ત્ર નહોતુ તેમજ આટલા લોકોમા તેનાથી ક ઈ થાય તેમ પણ નહોતુ મે તેને મારી પાછળ આવવા ઇશારત કરી

---

તે ખુશી થયો અને મારી પાછળ આવ્યો. અમે માળપર ગયા મારી માતાને, સ્ત્રી વર્ગને જરા બહાર બોલાવી લેવા કહી દીધુ મનમાં તો તે બહુજ નારાજ થઇ તેમજ સ્ત્રી વર્ગને પણ ઠીક ન લાગ્યુ પણ મારી ઇચ્છાનો અમલ થયો. હુ અને કાબુલી ગંગા પાસે ગયા ગંગા કાબુલીને તરતજ ઓળખી ગઇ "ઓ કાબુલી! તુ કયા હતો કયા ગયો હતો? આટલા દિવસ હમારે ત્યા કેમ આવતો ન હોતો તને તે દિવસે સિપાઇઓ બાંધી લઇ જતા હતા તે હુ ભુલી ગઈ નથી તને કયાં લઈ જતા હતા?" વિગેરે સવાલો તેણે એકદમ પૂછયા પઠાણ ગંગાને જોતા ગળગળો થઈ ગયેલો જણાયો તે નીચે બેસી ગયો અને તેની આખમાથી—ભય કર દેખાતી તેની આખ શાત થઈ—તેમાથી આસુ ટપકવા લાગ્યા "ગગા તુ શુ હવે સાસરે જાય છે? હવે તુ શુ ત્યાજ રહેશે? આમ કહેતા તેનાથી વધારે ન બોલાયુ.

ગગા આ જોઈ આશ્ચર્ય પામી હુ પણ આનો અર્થ સમજી ન શકયો શુ એક ખુનીના હૃદયમા પણ આવો પ્યાર હોઇ શકે? "કાબુલી તુ શા માટે રડે છે?" ગગાએ કહ્યુ મે પણ સભ્યતાથી તેને એજ પ્રશ્ન પુછયો

"શેઠજી, મારા દેશમા મારૂ એક નાનુ બચ્ચુ છે મારી એક બેટી છે તમારી ગગાને જોઇ મને તેની યાદ આવતી—ગગાની સુરત મારા નાના બચ્ચાની સુરતને આબેહુબ મળતી છે. મને તેનો પત્ર આવતો નથી મને તેના સમાચાર મળતા નથી

"તમારી ગગાને જોઇ મારા બચ્ચાને યાદ કરી હુ ખુશી થતો. આજે ગગા પણ જાય છે!" આમ કહી તેણે નિસાસો નાખ્યો

"પઠાણુ, તમારો દેશ તો અફઘાનીસ્થાન છે? અહીથી ત્યાં જતાં શુ ખર્ચ લાગે છે?"

"શેઠજી, મારો મુલ્ક બહોત દુર છે ત્યાં જતાં ત્રીશ રુપિઆ જેટલુ ખર્ચ થઈ જાય છે" તેણે મિઠી ભાષામા પોતાનો ભાવ જણાવ્યો "જગતમા બધા તરફ વૈર અને દ્વેષ રાખનારના હૃદયમાં પણ કોઇકને માટે દયા, કોઈકને માટે પ્રેમ, કોઈકને માટે મહોબત હોય છે, અને તેને તે પ્રિય લાગે છે ખરે વાત્સલ્યની બલિહારી છે." મારા મનમા આ વિચારો પસાર થયા મારા નેત્રો પ્રેમથી સજળ થઇ ગયા ગંગાના લગ્નની ખુશાલીમાં બેન્ડ મગાવવાના હતા હુ મારા ઓરડામા ગયો ત્રીશ રૂપિઆ લાવી તેના હાથમા મુકયા; અને આ રકમ તેને દેશમા જવામાટે આપી હતી એમ જણાવ્યુ. આથી તેને કેટલી ખુશી થઇ હશે તેનો વિચાર તેનેજ આવી શકે, જેણે વાત્સલ્યના સુખ દુખનો કોઈવાર પણ અનુભવ કર્યો હોય. તેને જમાડયો અને વિદાય કર્યો બેન્ડ વિગેરે મગાવવાની ના કહી દીધી ઘરમા સ્ત્રીવર્ગને અને નાતમા પણ મારા જેવાને ઘેર બેન્ડનો ભપકો નહિ જોઈ, ઘણાને ખરાબ લાગ્યું પણ મારી ગગાના શુભ લગ્નને દિવસે એક વિયોગી પિતાને તેની વ્હાલી પુત્રીના મેળાપનો યોગ પ્રાપ્ત થયો એ વિચાર મને તો સતોષ ઉપજાવવા લાગ્યો?

---

# શ્રીકૃષ્ણનું અધ્યાત્મિક ચરિત્ર.

લે-ગોપાલ.

લગભગ ૧૦ વર્ષ થયા હું તે વખતે કૉલેજમા પ્રીવીયસમાં હતો. તે દિવસે–જે દિવસની હકીકત હુ આજે લખુ છુ–રવિવાર હતો કે મ્હોટો કાંઈ તેહવાર હતો–એ મ્હારા બરાબર ધ્યાનમાં નથી–તેથી કૉલેજ બધ હતી અને અમે આઠ દશ વિદ્યાર્થીઓ કૉલેજ સાથેનાજ બોર્ડિંગના બાથરૂમમા સ્નાન કરવાને માટે એકઠા થયા હતા સ્નાનગૃહમાં (બાથરૂમમાં) બે માણસોનીજ એક વખતે ન્હાવાની વ્યવસ્થા હોવાથી, હુ અને કુદનરાય બે જણાજ સ્નાન કરી રહ્યા હતા સ્નાન કરતી વખતે મ્હે ' **गंगागंगेति योब्रूयात् योजनानाम् शतैरपि । मुच्यते सर्व पापेभ्यो विष्णु लोकं सगच्छति ।**' આદિ શ્લોક કહી મહાન્ પવિત્ર ગગામાઈનુ સ્મરણ કરવા શરુ કીધુ એટલામાંજ **મોહનરાય** મ્હને અટકાવતા બોલ્યા કે ' હે, ગોપાલજી ત્હમે આ શુ કરો છો કયા રહી ગગા ને કયાં આ મુબઇ ! ત્હમારા ઉચ્ચારણથી કાઇ તે આહિયાં આવે તેમ નથી ને આવે અને ત્હમે તેનામા સ્નાન કરો તો પણ કાંઇ ત્હમે વિષ્ણુ-લોક જવાના નથી. એટલુ શિક્ષણ મેળવ્યુ છતા ત્હમે ઑર્થોડૉક્સ રહ્યા ને રહ્યાજ શુ ત્હમને ગગાસ્નાનથી મુક્તિ મળશે ! '
આ વાત સાભળતાજ મ્હને બહુ ખોટુ લાગ્યુ અને **મોહનરાયના** જ્ઞાન (!) પર દિલગિરી ઉપજાવનારા શબ્દો મ્હારા મ્હોડામાંથી બહાર પડયા ' હે કૃષ્ણ, કૃષ્ણ ! કેવુ તે અજ્ઞાન,...' એટલામા તો ફરીથી એમણે ઝડપ કરી મ્હને બોલતો અટકાવી કહ્યુ, ' વળી ફરીથી પેલા કૃષ્ણના નામનો ઉચ્ચાર કીધો આ ચોર જારના નામથી ત્હમને

---



“આજે ગંગા પણ જાય છે।” પૃષ્ઠ ૨૨

શો લાભ થશે ?' એ વાત સાંભળતાંજ મ્હને બહુ ગુસ્સો આવ્યો ને ઉત્તરમાં કહ્યું; 'તમે શા આધારથી પરમાત્મા શ્રીકૃષ્ણને ચોર જાર આદિ કહી પોતાની જિવ્હા ભ્રષ્ટ કરો છો. જેમણે પોતાના બોધ વચનોમાં 'અસ્તેય' એટલે ચોરી ન કરવી આ સદ્‌ગુણ કહ્યો છે તેમણેજ પોતે તે સદ્‌ગુણનું ત્યાગ કર્યું હોય ને વળી

**यद्यदाचरतः श्रे स्तत्तदेवेतरो जनः**

भगवदगीता अ ३ श्लोक २१

(શ્રેષ્ટનુ આચારણ જે પ્રમાણે હોય છે તે પ્રમાણે સાધારણ લોક આચરણ કરે છે ) અને **ममवर्त्मानुवर्तते मनुष्याः पार्थ सर्वशः** (હે પાર્થ, બધા જન મ્હારુજ અનુકરણ કરે છે ) એવાં એવાં બોધ વચનો અનેકવાર આપી પોતે તમે કહોછો તે પ્રમાણે ચોર જાર હોય એ વાત સભવનીયજ નથી '

મ્હારો આ ઉત્તર સાંભળી **મોહનરાય** જરા ઠંડા થયા. મ્હારું સ્નાન થઇ રહેવાથી હુ સુકા લુગડા પેહરવા લાગ્યો અને **મોહનરાય** સ્નાન કરવા લાગ્યા. એટલામાં તો ફરીથી એમને ઉમગ આવ્યો ને તે કહેવા લાગ્યા કે 'બસ, બસ ત્હમારા આ વચનો રેહવા દ્યો. હાં, તે ખરા છે પણ તે કાઇ ત્હમારા કૃષ્ણનાં નથી એ તો કોઈ અધશ્રદ્ધાવાળા વિદ્વાન ભકતે કૃષ્ણના નામઉપર ધકેલી દીધાં છે—વેબર, ટાલબૉયજ, વ્હીલર વીગેરે મહાન્ ઇતિહાસ શોધકો ત્હમારા શ્રીકૃષ્ણને લીધે શુ લખી ગયાં છે તે જુઓ તો ખરા '

આવી રીતે અમારા વિવાદને રગ ચઢતો હતો કે એટલામાં બેલ ( ઘટી ) થઈ અમે બધા ભોજન કરવા જઇ બેઠા. ભોજનની વખતે **મોહનરાય** મ્હારાથી છેક છેટે હોવાથી અમારો વાદ વિવાદ જરા

---

બધ રહ્યો. પરતુ મ્હારા મનમાં શ્રીકૃષ્ણ ચરિત્ર સબધી અનેક શકા કુશકાઓ આવવા લાગી. એમ પણ લાગ્યુ કે 'શુ આપણુ જુના-જમાનાના લોકો એવા મૂર્ખ હતા કે ચૌર્ય અને જારકર્મ કરનારને પોતાનુ ઉપાસ્ય દૈવત માન્યુ !' એવા એવા નાના તરગો મ્હારા મનમા વહી રહ્યા હતા હુ જમી કરીને મ્હારા રૂમમા આવ્યો. એટલામાં --

**"जाहि देखि चाहत नही, कछु देखत मनमौर**
**बसे सुमेरे हगनमें, सोई नंदकिशोर"**

આ કવિતા મ્હારા કાનઉપર આવી હુ એકદમ ઉઠી રૂમની બહાર આવ્યો તો મ્હને એક તેજપુજ પરતુ એક અતિ વૃદ્ધ પુરુષ ઉપર નિર્દીષ્ટ કવિતા કહેતો જણાયો.

વળી તેણે બીજુ ગાણુ શરૂ કર્યું —

હાં રે હૃદયવાટિકામાં વાસલડી વાગીરે —

* ' * *

હાં રે મે તો જાણ્યો એ કૃષ્ણ કુવર કહાનો
હા રે ગાડીઘેલી કરે ગોપી, છતાં નાનોરે:—

' * * *

હાં રે પિયૂષપાન થકી લાગે અધિક મીઠી,
હા રે ધરે ઓષ્ઠે પણ થાય ના ચળીરે ,—

* * * *

હાં રે કોટી કામ જેવો કૃષ્ણ મને ભાવ્યોરે·—

ગાણું બંધ થયું સૂર વિરમ્યા અને તે વૃદ્ધ પુરુષ "શ્રીકૃષ્ણ! કૃષ્ણ!" વદતો આગળ ચાલ્યો. મારા મગજમાં "શ્રીકૃષ્ણ"નાજ વિચારો ચાલી રહ્યા હતા અને આ સાધુ પુરૂષ પણ તેનાંજ ગીત ગાતો હતો. મ્હને લાગ્યું કે તે કદાચ મ્હારી શંકાઓનું સમાધાન કરશે તેથી મેં તેને કહ્યું "મહારાજ! આપને જો કાંઈ અડચણ ન હોય તો મ્હારી રૂમમાં પધારો."

તે સાધુ પુરૂષ કાંઈ પણ સંકોચ બતાવ્યા વિના રૂમમાં આવી ખુરશીપર બેઠો. હું તેની સામે મારા કૉટ (પલંગ) પર અદબ વાળી બેઠો.

તેણે કહ્યું "કેમ, ભાઈ! શું આજ્ઞા છે?"

હું વળી એ જાતના વિચારમાં ગોથા ખાતો હતો "મ્હારે તે તેમને શ્રીકૃષ્ણના દોષ (દેખાતા) ના સમાધાન માટે પૂછવું કે વળી એકાદ ગીત ગાવા કહેવું! કારણ ગીત બહુજ મધુર લાગતું હતું." આખરે ગીત ગાવા સૂચવ્યું અને તેણે ચલાવ્યું.

"આલિંગી નાથ આજે, આ દાસી હરખાય છે,
આ દાસી હરખાય છે, આ પ્યાસી તૃપ્ત થાય છે.

* * *

ગીત બંધ થતાંજ મ્હારાથી બોલ્યા વિના રહેવાયું નહિ કે "મહારાજ! આપ તો કાંઈ ખુબજ શૃંગારી જણાઓ છો."

---

તે બોલ્યો "ભાઈ! શૃંગાર કહો કે ભકિત કહો પણ કૃષ્ણ-ભકતને તો કૃષ્ણનાંજ ગીત ગાવાં ગમે છે ના!" આવો ઉત્તર સાંભાળતાં મ્હારી શ્રી કૃષ્ણ ચરિત્રના સબંધમા કુશંકાઓ વધવા લાગી. આખરે મે જણાવ્યુ "મહારાજ! આવા ગીતથી તેમજ શ્રી કૃષ્ણ અને ગોપીઓની વાતોથી તમો અને તમારા જેવા બીજાઓ શ્રી કૃષ્ણના મહત્વને વધારવાને બદલે ઘટાડતા નથી શુ?"

તે બોલ્યો "ભાઈ! જેને સમજવુજ ન હોય તેને સમજાવવુ ઘણું મુશ્કેલ છે, બાકી શ્રી કૃષ્ણ શુ? ગોપ શુ? ગોપી શુ? ગોકુલ શુ? વિગેરે ઘણા વિવેક પુર:સર સમજવા જેવી બાબતો છે."

હુ જરા વધારે સાવધ થયો અને મહારાજે ચલાવ્યુ, "કેટલીક સૂક્ષ્મ બાબતોનો તેમના સરક્ષણાર્થે તથા સૂક્ષ્મતર બુદ્ધી ન હોય તેઓને પણ રૂચીકર થવાને માટે આપણા શાસ્ત્ર-કારોએ, નવા નવા રૂપમાંજ જન-સમાજ સમક્ષ પ્રદર્શીત કરી છે **ગોપ, ગોપી** સબધમા તેમજ છે. હુ તમોને આ બધુજ લબાણથી સમજાવી શકુ તેમ છે પણ મ્હારો એક નિયમ એવો છે કે મ્હારે કોઇ પણ માણસને સ્પષ્ટ થઇ કાંઈ પણ ન કહેવુ; પણ તેને યથાર્થ જ્ઞાનના માર્ગ બતાવવા આ બે રીતીઓને **અમેરીકન** લોકો Pouring in અને Drawing out સીસ્ટમ કહે છે અને તેમા મ્હારા મત પ્રમાણેજ બીજી રીત ઉત્તમ ગણે છે આ રીતથી તમોને મળતું જ્ઞાન સબળ, સૂક્ષ્મ અને સતોષકારક નીવડશે જુઓ! સાંભળો આખા **શ્રીકૃષ્ણ** જીવનમાં જ્યા જ્યાં 'ગો' શબ્દ આવે ત્યાં 'ગો'નો અર્થ ઇન્દ્રિયજ સમજવો વળી દુધ, દહી, માંખણ શબ્દથી પણ કાંઇક જૂદુજ સૂચન છે એમ સમજી કાઇક સમાધાન શોધવુ"

---

હુ બહુ ગુચાતો હતો એમ જાણી તે બોલ્યા.—"તમારે જો કોઈ પુસ્તકની સ્હાય જોઇએ તો "શ્રી મહાકાલ"માં રા નર્મદાશકર મ્હેતાનો આ સબધમાં ઉલ્લેખ પ્રથમ જોઇ જજો હુ રજા લેઉં છું" કહી તેમણે હુ વિચાર વમળમાંથી મુકત થાઉ તે પહેલાં વિદાય પકડી

હુ સાવધાન થતાંજ મી. કુન્દનરાય જે "મહાકાળ'ના ગ્રાહક હતા, તેમની રૂમમા ગયો ઉપરોક્ત ઉલ્લેખ વાચ્યો, પણ મ્હારા મનનું સપૂર્ણ સમાધાન થયુ નહિ. "મહાકાળ"માંના બીજા કેટલાક કાવ્યો વાંચ્યા ટેબલપર પડેલી 'શ્રેણી"ઓ માથી કેટલાંક કીર્તન નિહાળ્યાં. મ્હારી વિચાર શ્રેણી પણ તૈયાર થતી હોય તેમ ભાન થવા લાગ્યુ તુરતજ મ્હારી રૂમમાં જઇ બારણા બધ કરી મે મનન શરૂ કર્યું.

'ગોપ,' 'ગોપી,' 'ગોપાળ' ત્રણે શબ્દમા 'ગો' શબ્દ 'છેજ. વધારામા 'પ–પી–પાલ' છે' મે સસ્કૃત ધાતુ જોવા માંડયા, તેમાંથી **पा**=To protect અને **पा** (**पिब.**) To drink આ બે મ્હને ઉપયોગના જણાયા. મે કોયડો બેસાડવા માંડયો '**પ**' નો અર્થ શુ હોઇ શકે ! **ગો**+પ=ઇન્દ્રિયને પાનાર ઐહિક નાના રસ પાનાર વિષયો. અર્થ બેઠો પણ 'ગોપી' શુ ? **ગો**+પી–ઇન્દ્રિયોને પીનાર ગોપ, પાનાર અને ગોપી પીનાર વિચારમાં અર્થતો છેજ કારણ એક ઇન્દ્રિયને રસ પાનાર છે બીજુ ઇન્દ્રિય દ્વારા રસ પીનાર છે. મહારાજની સૂચનાનુસાર ગોપ, ગોપીનો અર્થ જો ખરો હોય તો 'ગોપાળ' શુ ? 'પાલ' એટલે પાળનાર ગોપાળ એટલે શુ? ઇન્દ્રિયના પાલક તો ન હોય ? પણ સમાધાન શુ ? "ગોપ" રસ પાનાર ગોપી રસ પીનાર પણ 'ગો' નો પાલક કોણ હોઈશકે ? અવસ્ય કોઈ દૈવી શક્તિજ હોવી

---

જોઇએ. કોઈ દૈવી શક્તિની સહાય વીના ઇન્દ્રિયમા કર્તવ્યશક્તિ હોયજ ક્યાંથી ? માટે જરૂર આ ઇન્દ્રિયપાલક તેજ શ્રીકૃષ્ણ પરમાત્મા ”

ઉપર પ્રમાણે કાંઇક વિચાર શ્રેણી બેસાડી એક કાગળપર ટાચણ કરી કે “ ‘ગોપ’ એટલે બાહ્ય વિષયો, જે ઇન્દ્રિયને રસ પાય છે ‘ગોપી’ એટલે ઇન્દ્રિયદ્વારા રસ પીનાર વૃત્તિઓ ‘ગોપાલ’ એટલે ઇન્દ્રિયના પાલક શ્રીકૃષ્ણભગવાન, અને છેવટમા ‘ગોકુળ’ એટલે ઇન્દ્રિયનુ કુલ એટલે સસાર ટાળુ ’ આથી મ્હને થોડોક સતોપ થયો પણ મોહનરાયના સમાધાનાર્થે થોડા દિવસ પછી કોઇ દિન મુકરર કરવો અને તે દરમીઆન વિચાર શ્રેણી વધુ સ્પષ્ટ અને મજબુત બનાવવી એમ મે નિશ્ચય કીધો

* * * *

એક દિવસ અમારી ‘કલબ’મા બીજબાની હતી જમી પરવારી અમો બધા મેનેજરની રૂમમા પાન સોપારી માટે ભેળા થયા હતા. રામમોહન પણ હાજર હતા. મે તેમને શ્રીકૃષ્ણચરિત્રનો ખુલાસો આપવા જણાવેલુ હોવાથી, તેઓ બધાની વચ્ચે મ્હારી મશકરી કરવા, ઠઠ્ઠા કરતા બોલ્યા “કેમ શ્રી કૃષ્ણ ભકત ! આપના એ ચોરટાના ચારિત્યનો ચુકાદો ચલાવી શુ કે ?” મ્હે ‘હા’ કહી, તેથી તેમણે કહ્યુ “ભાઈ ! તમારા પુરાણમા લગાવેલી તોપો નિર્દોષ હોવાથી દૂર કરીએ તો પણ પેલા ચોરટાની વ્યભિચારની વાતો તરફ દુર્લક્ષ્ય રખાય તેવુ નથી વાસુદેવ દેવકીનો છોકરો ન્હાનપણથી ગોકુલમાં ઉછર્યો. નદરાય તથા યશોદા તેના માતા પિતા કહેવાયા. આ બધી સાધારણ માનવા જેવી વાત છે આઠ વર્ષમા અનેક રાક્ષસોને માર્યા. છેવટે કંસને માર્યો આ બધા ગપ્પા છે પણ નિર્દોષ છે છતા ગોપી સાથેનો તેમનો વ્યવહાર વ્યભિચાર શિવાય અન્ય કશુજ નથી.

---

અને આ દોષ ન્હાનો નથી આશ્ચર્ય છે કે તમારા જેવા સુધરેલા, આવા ચોર જારને પોતાના ઉપાસ્ય દેવ માનો છો, મી ગોપાલજી! આપ હવે આપની વકીલાત ચલાવો અને સત્તા હોય તો આ મહાનૂ ગુન્હામાથી શ્રીકૃષ્ણને આજની કૉર્ટે સન્મુખ છુટા કરો"

હુ બોલ્યો "અફસોસ! શ્રી વાસુદેવ દેવકી ને કસના જાપ્તા-માંથી છોડાવનારને છુટા કરવાનો પ્રસગ મ્હારે હાથ પડયો! ન્હાની વયમાજ શ્રીકૃષ્ણ ગોપબાલકોની સાથે ગોપીઓને ત્યાં જઇ તેમને સતાવતા જો તે દુધ દહી માખણ આપે નહિ તો તેમના વાસણો ફોડી નાખી, સર્વસ્વ આરોગી જતા. આ સતામણીથી ગોપીઓને દુ ખ ન થતાં આનદજ થતો. પ્રસગ વધતા શ્રીકૃષ્ણના કમનીય સ્વરૂપ પર ગોપીઓ મોહી અને તેથી વિષય લાલસા જાગ્રત થઇ શ્રીકૃષ્ણે મ્હોટુ સ્વરૂપ લેઇ સર્વેની સર્વ મનવાછના પૂર્ણ કરી વૃન્દા-વનમા વાસળી વગાડી ગોપીઓને અનેક વાર વીવ્હળ કરી અને તેમને રાસમા ઘુમાવી. વિ૦ સત્યોપરથી તમોએ શ્રીકૃષ્ણ પરતાત્માને ચોર, જાર ઠરાવ્યા છે"

"બરાબર! તમે પણ 'આવા સત્યો' બોલી અમારો આક્ષેપ સબળ કરો છો"

"ભાઈ! પણ આ સત્યોની ફીલસુફી તમો જાણતા નથી, માટેજ આમ બોલો છો" મે જૂદા જૂદા શબ્દના અર્થ—મ્હારા બેસાડયા પ્રમાણે—તેમને કહી, આગળ ચલાવ્યુ" આમ હોવાથી ગોપી—વૃતિ—મનની ઉર્મીઓને, ગોપ—વિષયના બધન તોડાવી, રાસ—ભકિતરસથી ભીંજવી શ્રીકૃષ્ણે તેમનો સ્નેહ ગોપાલ—પોતામાં સ્થપાવ્યો અને છેવટે બીજા ભાવ તૂટતાં વૃત્તિને પોતાથી એકાકાર

કરી આમ કરતાં પહેલાં તેમનાં દૂધ, દહીં, માંખણ લૂટી ખાધાં એમ જે કહેવામાં આવ્યુ છે તેનો અર્થ એ છે કે પરમાત્માએ વૃતિઓની ત્રીપુટીઓનો નાશ કર્યો દુધ, દહી, માંખણ ત્રીપુટીથી, તમસ્, રજસ, સત્યપ્રકૃતિઓ, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ દેહ, ત્રિવિધ તાપ વિગેરેનુ સૂચન છે. પ્રભુએ આવી ત્રિપુટીઓથી ગોપી-ઓને મુક્ત કરી એટલુજ નહિ પણ તે ત્રિપુટીઓનુ સગ્રહસ્થાન વાસના રુપી વાસણોનુ પણ ભાગી ફોડી નીકદન કાઢયુ, આમ થતાં દુધ, દહી, માંખણ રૂપ શરીરોનો નાશ થતાં પુનરપિ જનન પુનરપિ મરણ ગોપીકા માટે રહયુ જ નહિ આવુ છે શ્રીકૃષ્ણ ચરિત્રનુ આધ્યાત્મિક રહસ્ય કેમ! બોલતા નથી ! અને આ ચરિત્રનુ સ્થાન 'ગોકુળ' અર્થાત ઇન્દ્રિય સમુહ છે કારણ ગોપીઓ–વૃત્તિઓને ઇશ્વિરાકાર તેમના દ્વારાજ કરવામાં આવી છે ''

બધા મ્હારા ભાષણથી દગ થયા હતા થોડી વારમાં બધાએ સાથેજ "**શ્રીકૃષ્ણ** પરમાત્મા કી જય.... " કરી મુકી, મ્હને પણ તાન ચઢતા નિચે પ્રમાણે ગાવા મડી પડયો.—

"કોઇ ગુરગમી વિરલે જાણીયુ રે, જેને જાણે ન મોટા જ્ઞાનીયુ જી

ગુરૂગમી જન તો સઘળુ દેખે, મિથ્યા જ્ઞાની કાણીયુરે –

*   *   *   *

શાસ્ત્રતણા મર્મો તવ સૂઝે, (જવ) જણાવે ગુરૂ એંધાણીયુ રે –

*   *   *   *

---

સુંદર વાળ માટે અમારૂં પ્રખ્યાત વૈદક-
શાસ્ત્રીય અને સુગંધીદાર

# " લક્ષ્મી કેશ તેલ "

વાપરો તે મગજને ઠંડુ રાખે છે, ખોડા વિ. દૂર કરે છે વાળ મજબૂત બનાવે છે, વાળને ખરી જતા અટકાવે છે તથા તેમને સુંવાળા અને ચકચકીત રાખે છે



બનારસના ૧૯૦૫-૦૬ ના "ઇન્ડસ્ટ્રીયલ અને એગ્રીકલ્ચરલ એક્ઝીબી-શન'મા સારા ગુણ માટે માન પામેલુ છે

ન્હાની શીશીના રૂ ૦ ૧૨
મ્હોટી શીશીના ૧ ૦
( નકશા તથા કાચવાળી પેટી સાથે ) ૧ ૪

નીચે જણાવેલા સુગંધી દ્રવ્યો નીકલની ઢાંકણવાળી શીશીમા, કાચની ઝીણી સળી સાથે, મખમલવાળી પેટીમા ગોઠવવામા આવ્યા છે

જેસ્માઈન હીના, માલતી, ખસ, સુરંગી, મોગરો, બકુલ, દીલખુશ કેવડો, ગુલાબ, પારિજાતક વિ. ની ત્રણ શીશીની પેટીના રૂ ૧-૪-૦ છ શીશીની પેટીના રૂ ૨-૬-૦ બાર શીશીની પેટીના રૂ ૪-૮-૦

ઉપરોક્ત સુગંધી દ્રવ્ય નીકલની પેટીમા અને મ્હોટી શીશીમા,ના રૂ ૧-૪-૦

મળવાનુ સ્થાન **ટી. એસ. નાથ અને કું૦**
મેડોસ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઈ

ઉપર લખેલો માલ મંગાવતી વખતે '**સુમનમાળા**'નો ઉલ્લેખ અવશ્ય કરશો

---

## સુમનમાળા નીચેના ઠેકાણેથી મળશે.

### મુંબઈ.

**માધવબાગ** — હિન્દ એજન્સી બુકસેલર્સ
**અબદુલ રહેમાન સ્ટ્રીટ** — એમ પી કાકુની કં.
**પારસી બજાર સ્ટ્રીટ, કોટ** — લક્ષ્મીદાસની કં — બુકસેલર્સ
**કાલબાદેવી** - રસનજી પરમાનંદ — બુકસેલર્સ

### બહાર ગામ.

**અમદાવાદ** — ગી એમ ત્રિવેદી, ચાલાસ્ટ્રીટ
ઇંદોર -- ભીકાજી ભગવત વાઝગે, કૃષ્ણપુરા
**સુરત** — શ્રી જી જરીવાળા કુવાળાનો ટેકરો.
,, શ્રી એન બ્રધર્સ ભાગા તલાવ

---

Printed by G V Ratnaparkhi at the Lakshmi Art Printing Works
Byculla and published by H D Dave at Sumanmala Office
Girgaon Back Road for the proprietor

# ગુજરાતી આના માળા.

# 'સુમનમાળા.'

ત્રીજું 'સુમન'

આશ્વિન શુકલ પ્રતિપદાને દિવસે બહાર પડશે.

પ્રકટ થયેલાં સુમન જોયાથી કોઇ પણ વિચારશીલ
મનુષ્યને જણાયા વિના નહિ રહે કે આવાં
ઉત્તમ 'સુમન' ઘણીજ જૂજ કિમતે
જનસમાજને મળે છે. આશા છે કે
આપ એને આપનો ઉદાર આશ્રય
આપી આભારી કરશો.

લખો, 'સુમનમાળા' ઓફિસ,

ગિરગામ, મુંબઇ.